# શ્રીભદ્રકાળી

## માતાનાં ગાયનો.

રચી પ્રસિદ્ધ કરનાર,


બી૦ આર૦ પટેલ.

પુસ્તકો—બનાવનાર, વેચનાર, ખરીદનાર, છપાવનાર,
અને કમીશન એજંટ.




બાજથી—

કિંમત. રૂ.૦—૦—૬. બે પૈસા.

આમણા શહેર અમદાવાદમાં ત્રણ દરવાજા પા-
ા વિશાળ મેદાનમાં ભદ્રના કિલ્લાનામથી
મ્હોટા અને સુપ્રસિદ્ધ મંદિરમાં બીરા-
જેલાં શ્રી વરદાયની દુ:ખભંજન દેવી
શ્રી.

# ભદ્રકાળી માતાનાં

## ગાયનો.

~~~

રચી પ્રસિદ્ધ કરનાર,
ભોગીલાલ રણછોડદાસ–પટેલ.
શ્રી આશાપુરી, શ્રી માતરી માતાનાં ગાયનો, વરસાદની
વધામણી અને મેઘ મહોત્સવ તથા મોહન માળા ભાગ ૧ લો
અને શ્રી વરદક્ષણી માતાનાં ગાયનોતથાગરબાવળી વિ. કર્ત્તા.



---

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬

અમદાવાદ—શ્રી "જૈન" પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. જેઠાલાલ દલસુખભાઇએ છાપ્યાં.

કીંમત. ૦–૦–૬ (અડધો આનો)
~~~

# મહાત્માશ્રીની પવિત્ર પ્રસાદી.

મ્હોટા પહાડો, પર્વતો, અને ડુંગરોની ગુફાઓમાં જ્યારે વાઘ, વરૂ, વનિએર, સાપ, રીંછ, તથા સિંહાદિ ભયંકર અને હિંસક પ્રાણીઓ રહે, ત્યારે સંત–સાધુ વિગેરે પરમપદની પ્રાપ્તીવાળા મહા પુરૂષો તે ગુફાઓમાં સુખે વાસ કેવી રીતે કરે? નજ કરે, ત્યારે આ દેહરૂપી ગુફામાં કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષા, નિંદા, જુઠ, પ્રપંચ તથા અદેખાઇ આદી દુખમય કુકર્મો (જે બંને લોકમાં અપયશને આપવાવાળાં છે તે) રહે તો મોક્ષપુરીના સાધન રૂપ, જે, દયા, ધૈર્યતા, ઉદારતા, ક્ષમા, શિળ, સંતોષ આદી પવિત્ર સંત–સાધુ નજ રહે, માટે લાંચ, પ્રપંચ, દગો, એ વિગેરે ક્રુર અને હિંસક જે બંને લોકના સુખને ખાઇ જનાર છે તેનો ત્યાગ કરવો કયો ઉત્તમ પુરૂષ શ્રેય નહીં ધારે ? !

* * * * *

ઉપરના સદ્ગુણો માંહેના કેટલાક સદ્ગુણો ધરાવનાર શેઠ. લલ્લુભાઈ નભુભાઇ મહેતા. (જેઠાભાઇની પોળવાળા) કે જેઓએ હાલમાં શ્રી માતાજીના પરથાર વિગેરેમાં આરસ નંખાવવા રૂપિઆ નવસો એકાવનની બક્ષીસ કરી છે, તથા માતાજીના બંને પુજારી, મહારાજ. બીજલાલ ગંગાપ્રસાદ અને રામબલી પ્રાગ, તહેવારીને પોતપોતાના વારામાં સંભાળ રાખવા મજકુર શેઠે ભલામણ કરી છે તેઓ, અને બીજા, જેઓ, અનેક ધાર્મિક કાર્યોમાં ભાગ લઈ નિરાધાર તથા અશક્તને ખાવા, પીવા, તથા ભણવા વિગેરેનું સાધન કરી આપે છે; વાવ, કુવા, વીસામા, તળાવ આદી બંધાવે છે, દેશના ભલા માટે તન, મન, અને બનતા ધનથી મંડયા રહે છે, હજારો ગરીબોને ધંધાર્થે રક્ષણ કરી રહ્યા છે, તેઓ તથા જેના રાજ્યની પવિત્ર છાયા તળે રહી, આપણે અનેક પ્રકારની છુટ ભોગવીએ છીએ. તેવા રાજ્યકર્તાઓ તથા ઉપરના સદ્ગુણો માંહેનો કોઇ પણ ગુણ ધરાવનાર બંધુઓ અગર બહેનોને આ નાનું પણ અત્યુત્તમ પુસ્તક (ફુલ નહીં અને ફુલની પાંખડી) આનંદભેર ભેટ કરી કૃતાર્થ થાઉં છું.

વ્યાસ મોહનલાલ છગનલાલ, ભાઈ ભાઇજી બાપુજી તથા રા. ઇશ્વરલાલ દલસુખરામ વિગેરે સજ્જનોએ આ પ્રથમ આવૃતિની અમુક અમુક ચોપડીઓ ખરીદવા તથા ખપાવવા જે ઉમંગ જણાવેલ છે તેઓનાં નામો પણ અત્રે વિસારવાં જોઈતાં નહોતાં. આશા છે કે થોડાજ વખતમાં આ ચોપડીનો બહોળો ફેલાવો કરવાના હેતુથી બીજી આવૃત્તિ માટે મિત્રમંડળ તથા સુજ્ઞ વર્ગ તરફથી ઓછામાં ઓછી પચાસ પચાસ કોપીના ગ્રાહક થઇ પોતાનાં નામો ગ્રાહકના લીષ્ટમાં નોંધાવશે, અને પુસ્તકના એક પેજરૂપી મંડપમાં મિત્રમંડળનો મેળાવડો થશે.

લી. કર્તા.

# ॥ वन्दे मतारम् ॥

भक्ति करी नहीं भगवत केरी, रहे दीनं जनने दमतो।
रणछोड सुत भोगी कहे भाइ, ते जगमां जनम्यो अमथो ॥ टेक ॥

देश तणुं कदी हीत न धार्युं, भामनीओमां भमतो ॥
नीज नारीने नीत्य नडे वळी, परने प्रेम थकी नमतो ॥ र.ते.व ॥

खरचे नहीं परोणा माटे पाइ, परोणाने घेर नीत्य जमतो।
न्यायासनपर बेशी लांच ले, न्याय करे ते मत गमतो ॥ र.ते.व ॥

बरोबरीआनी पास न बेसे, छोकरीओमां जे रमतो।
ज्ञातीतणुं कदी भलुं न इच्छे, मुके नहीं मनना ममतो ॥ र.ते.व ॥

सराफ तणी पोते पेढी काढी, थापणो पराइ ओरवतो ॥
श्रोताने शीखामण आपे, वक्ता सहु जनने ठगतो ॥ र.ते.व ॥

दुर्ज्जननुं सनमान करे घणुं, सज्जन पाछळ वडबडतो।
चोरी चाडी जुठ जुगारीमां, जेनो रहे जीव भमतो ॥ र.ते.व ॥

धरमादानुं नाम दइ, धनवान थवा नरने नमतो।
ज्ञातीतणुं द्रव्य नीज घेर राखी, छेवट पोते खाइ जतो ॥ र.ते.व ॥

परोपकारे पहेल करुं कही, काम वखत ते दुर थतो।
ढोंगी धुतारा ने नीचाने, जे जन रहे अहर्निश नमतो ॥ र.ते.व ॥

मुरखनी मीत्राइ मीठी, सत्संग करवो नथी गमतो।
ओठां कोठां करे नकामां, नरहरीने जे नथी नमतो ॥ र.ते.व ॥

भक्ति तणुं बहानुं बतलावी, प्रपंचमां पोते भमतो।
आम तेम जइ फरे नफट थइ, मुरख रमत खोटी रमतो ॥ र.ते.व ॥

निंद्यामां नवराश मळे नहीं, उद्यम वखते उंघी जतो।
कारण सुखदुखनुं नव शोधे, परदेशी चीज वापरतो ॥ र.ते.व ॥

अडधो मुकी आखो खावा, स्वदेशी बांधवने नडतो।
आशीर्वचन ना मेळव्युं जेने, भवोभवे ते रहे रडतो ॥ र.ते.व ॥

भोगीलाल कहे देश द्रोही ते खरेखरो खरमां खपतो।
वैकुंठनी आशा नही तेने, मारे मार घणो जमतो ॥ र.ते.व ॥



# શ્રી ભદ્રકાળી

## માતાનાં ગાયનો.



### મંગળાચરણ.

(ગણુપતી દેવને સ્તુતિ.)

(શ્રી આશાપુરીને નમું.) એ રાગ.

શ્રી શંકર સુતને નમું નમું
નમુ નમુ નીશદીન દુઃખહર સુખકર
રહેમકર મુજપર મહેરકર પાયે પડું—શ્રી શંકર સુતને નમું.
મતિ નિર્મળ ઘો, મમ મંદિર રહો;
સનનન છુમ સનનન છુમ સનન છુમ—શ્રી શંકર સુતને નમું.

**ગીતી.**

મયુર વાહની માતા, સ્હાય કરો હરનીશ પાયે લાગુ;
વાસ વસો જીવ્યાએ, સરસ્વતિ હું એજ આજ માગું.

ગુણીયલ થઇ ગુણ શોધો, ભલે મુરખ ભુલ શોધે હો ભાઇ;
સજજન શુભ સંઘરશે, મુરખ મુકે નહી મનથી મુરખાઇ.

## ( રાગ ગીરધારીનો. )

ભદ્રકાળી રે ભય દુનિયાના ટાળો, તમે શેવકને સંભાળો.
હરી કુમતી રે સુ મતી મા આપો
ભાવે જપીએ તમારા જાપો
કૃપાવંત કૃપા તું કરજે રે
ભંડાર ભક્તોના ભરજે રે
દુઃખ દરિદ્ર દેહનાં હરજે રે
ભોગીલાલની રે વિનંતી એ ઉર ધરજે. કૃપાવંત કૃપા તું કરજે.

### ઝુલ.

શિયળવંત સદા સહુ થાય રે
ગુણ ગુણીએલના નિત્ય ગાય રે
જેથી સંકટ સઘળાં જાય રે
અમે ભજીએ રે માતા અમારી ગરજે. કૃપાવંત કૃપા તું કરજે.

### ઝુલ.

સજી સુસંપ કુસંપ તજીએ રે
ભાવે દુખ ભંજનને ભજીએ રે
ઉંઘ આળસ હેતે તજીએ રે
અર્જ આજની રે એજ માતા ઉર ધરજે. કૃપાવંત કૃપા તું કરજે.

### ઝુલ.

ધૈર્ય શેવક સઘળા ધારે રે
વૃદ્ધ વડિલને સંભાળે રે
માત પીતાનો બદલો વાળે રે
મતી નિર્મળ રે ભંડારે એ ભરજે. કૃપાવંત કૃપા તું કરજે.

## ( અભંગ )

ધન્ય અનાથ કેરાં નાથ, હેતે જોડું હું તો હાથ. ૧
મનવાંચ્છિત ફળ મા આપો, કૃપા કરીને કષ્ટો કાપો. ૨
દુખ દુર કરો દીન દયાળી, શક્તિ સ્નેહે ત્રિશુળ કર ધારી. ૩
પચરંગી ફાનસ શું શોભે, મન શેવકનાં ત્યાં થોભે. ૪
પોઇ ઓશીસ જોડા જોડ, કરે કાર્ય તેમાં નહીં ખોડ. ૫
કુંડ હવનનો છે જ્યાંય. ત્યાંથી અખંડ જ્યોત જણાય ૬

---

## ( અભંગ )

કાળયંત્ર ઉપર છે એક, તે કહે છે રાખજ્યો ટેક. ૧
સદા સાચવવા શુભ સત્ય, કરશો નહીં કદી કુકૃત્ય. ૨
જાવું માયા–મિલકત મહેલી, આપે ચેતવણી તે પહેલી. ૩
ફરતાં ફરતાં ને હિંડોળે ઝુકે, તેમાં કાળતો કોઇને ન મુકે ૪
મુકો કુસંગ કહે છે ભાવે, સત્સંગ સદા સંગ આવે ૫
ધન્ય ભોગી કહે ઘડીઆળ, સત્ય માનજ્યો સૌ નરનાર ૬

---

## ( અભંગ )

શુભ કારજ સુખે કરો, દુ:ખ ગરીબ ગરબાનાં હરો ૧
સત્ય મારગે પૈસા રળો, પુન્ય તણા ભંડારો ભરો ૨
ભુખ્યા જનને આપો અન્ન, દેવી તેથી સદા પ્રસન્ન ૩
વિર વિચારી કરવું કામ, માજી આપશે તેમાં હામ ૪
ખોટું કરતાં તો ખોટું થાશે, જન તેવાં પછી પસતાશે ૫
જુવા રહાવણ જેવા રાંણો, ઘડી એક મહીં ઘેરાંણો ૬

## ( ગરબી. )

( વાલુડા વહેલા આવો રે પ્રીતમ પ્યારા ) એ રાગ.

સંત સાધુને સૌ નમજ્યો રે શુભ કારજ સરશે.
બુદ્ધિ તે બેશ બતાવી રે સંકટ હરશે—સંત સાધુને૦ ૧
કહ્યું તે શુભ માનીને શુભ જનો કરજ્યો.
ખરૂં નાણું એ ખાંતે રળજ્યોરે શુભ કારજ સરશે—સંત સાધુને૦ ૨
મુકીદઇ મારૂં તારૂં એ ખોટું અભિમાન.
પુન્યદાન પ્રિત્યે કરજ્યો રે શુભ કારજ સરશે.—સંત સાધુને૦ ૩
ઠારીને તમે સંસારી જીવને ઠરજ્યો.
કુડ કપટ કરતાં ડરજ્યો રે શુભ કારજ સરશે.—સંત સાધુને૦ ૪
સંકટ સ્નેહે દીન જનોનાં હરશે.
ભોગી ભવસાગર તે તરશે રે શુભ કારજ સરશે—સંત સાધુને૦ ૫

## ( કલ્યાણ. )

ધન્ય ભદ્રકાળી તું છે દીન દયાળી, દયા કરીલ્યો દાસની આ અર્જ સ્વીકારી,
સંપ વધારી કુસંપ તજે સૌ આનંદમાં દીન જાય;
રાજનગરની રૈયત માતા પ્રિત્યે લાગે પાય. ધન્ય ભદ્રકાળી૦ ૧
કરે વેપારી વેપાર તેમાં કરજ્યો માતા સ્હાય;
અષ્ટસિદ્ધ નવનિધ પામી, (સૌ) ઘર ઘર મંગળ ગાય. ધન્ય ભદ્રકાળી૦ ૨
ઉમદા ઉદ્યોગ વધે બધે, બહુ બુદ્ધિ આપો આપ;
કમાય ધન્ય દોલત સુકિર્તિ, જેથી પ્રજળે પાપ. ધન્ય ભદ્રકાળી૦ ૩

## ( કાલિંગડો. )

હાંરે કોઇ કરશો નહીં વ્યભિચાર રે
બુરો વ્યભિચાર ! કોઇ કરશો નહીં વ્યભિચાર રે હાંરે કોઇ૦ ૧
હિમ્મત ગુમાવે ને આબરૂ જાવે ખવરાવે ખુબ માર રે હાંરે કોઇ૦ ૨
દુખના તો ડુંગર ઉગે ને સુખ તો દીવસ ચાર રે હાંરે કોઇ૦ ૩
કહે ભાવે ભોગી ભજન કરતાં તરશો આ સંસાર રે હાંરે કોઇ૦ ૪

## ( દોનો દોસ્તોમે મિહદી લગાય ખડી. ) એ રાગ.

ભદ્રકાળી ભજો ભદ્રકાળી ભજો, જો સુખ ચાહો તો સત્યસંગ સજો
કામ ક્રોધ લોભ મોહ ત્યાગી, દેવીના દર્શને નીત્ય જજો. ભદ્રકાળી૦ ૧
દયા દીનપર દીલ માંહે રાખી, ન્યાયી અને ધૈર્યવાન થજો. ભદ્રકાળી૦ ૨
ઉઠી પ્રભાતે પુરણુ પ્રીતે, આળસ તજી ઉદ્યોગ સજો. ભદ્રકાળી૦ ૩
ન્યાય મંદિર માંના મંદિર પાસે, ન્યાયી નરો ત્યાં સદાય હજો ભદ્રકાળી૦ ૪
આનંદ અમદાવાદમાં જાણો, લાલચ ને અદેખાઇ તજો. ભદ્રકાળી૦ ૫
ત્રણ દરવાજા વાળી દયાળી સત્ય જનોને સહાય થજો. ભદ્રકાળી૦ ૬
કહે રણછોડ સુત સમજુ જનોને, શિયળ સંભાળો છે એમાં મજો. ભદ્ર૦ ૭

---

## ( ગઝલ રાગણી જાગ તાલ તીન )

અરે ભદ્રકાળી મહાકાળી, દયા ધારી દુખો હરજ્યો;
કરૂં હું અર્જ કરજોડી, સુખો માં સર્વને કરજ્યો અરે ભદ્રકાળી૦ ૧
કરો કીરપા દયાળુ આપ, ટળે સંતાપ તો સહુના;
રહે સંસારમાં સંપી, તેઓને સુખીઆ કરજ્યો. અરે ભદ્રકાળી૦ ૨
અદેખાનું અદેખાઇમાં, અરે બગડે બધુ ભાઈ;
એવા જન મુકી મનના મેલ, વિચારીને હવે ફરજ્યો. અરે ભદ્રકાળી૦ ૩
મુકી નીંદ્યા નઠારી સહુ, કરો ઉદ્યમ ઉમંગે કહું;
જોઈ સુખ સર્વનું ઠરજ્યો, કરી ભક્તિ ભલી તરજ્યો અરે ભદ્રકાળી૦ ૪
કુકર્મોથી દીસે ડરજ્યો, નથી સુખ જાણજો તેમાં;
કહે ભોગીલાલ કરજોડી, ન માનો તો મુરખ મરજ્યો. અરે ભદ્રકાળી૦ ૫
છતાં કહું માનને હું તો, સદા સુખ સર્વને આપો;
કરીને માફ ગુન્હા માજી, અરજ આ ઉરમાં ધરજ્યો. અરે ભદ્રકાળી૦ ૬

## ( કેરબો. )

જય જય માતા છો સુખ શાતા, ગુણી જન ગુણ તમારા ગાતા.
આવે ઉમંગે ને વળી રંગે દરશન કરવાને ચીત ચ્હાતા જય જય. ૧
સંકટ ટાળક પાળક સર્વનાં, આપજ છો અન્ન દાતા. જય જય. ૨
અનેક નામે કાર્ય સુધારો, ધન્ય ધન્ય કૃપાળુ માતા જય જય ૩

---

## ( રાગણી ભુપાલી તાલ દાહરા. )

ભદ્રકાળી ભાવથી નમું સદા હું આપને
સુખી કરો સદા નમું હું ટાળો ત્રિવિધ તાપને ભદ્રકાળી૦ ૧
આપીને સબુદ્ધિ માતા, કુબુદ્ધિ તું કાપને ભદ્રકાળી૦ ૨
ન થાય નિંદા કોઇની, વરદાન એહવું આપને ભદ્રકાળી૦ ૩
કહે ભોગી ભાવથી મા, ઘો પ્રજાળી પાપને ભદ્રકાળી૦ ૪

---

## ( રાગ હોરી )

ભદ્રકાળી માને ભજો ભાવે—
મોટા મોટા પણ ગુણ માન ગાવે, દુખ દુર એહથી જાવે
કુડ કપટ જો મનનાં ત્યાગી, માજીને શીર નમાવે
જરૂર જન જયકારી એ થાવે— ભદ્રકાળી માને૦ ૧
દયાળુ દેવી દયા દીલ લાવે, માગો પછી મન ભાવે
શુભને સુખ સદા માતા આપે, જનમ મરણ ભય જાવે
ભરૂસે લાલ ભોગી ગુણ ગાવે— ભદ્રકાળી માને૦ ૨
શુક્રવારે ત્યાં મેળો ભરાય, ઘણા લોક ત્યાં નમવા આવે
રવિવારે રજાઓ સઘળે, ગુણ માજીના ગાવે
ભોગીલાલ ખરા ભાવી ભક્તોને સ્નેહે શીશ નમાવે ભદ્રકાળી માને૦ ૩

## ( સીંહાનો કનરો )

ધન્ય ધન્ય કાળી મા માહાકાળી, ભદ્રકાળી મા ભય સહુ ટાળો
દીન શેવક પર દયા કરીને, સંસાર તાપથી બળતા ઉગારો ધન્ય૦ ૧
કુડ કપટ ક્લેશ કેડે પડ્યા છે, તેઓને માતા ત્રિશુળથી વારો ધન્ય૦ ૨
ન કોઇ વહાલું કે ન નઠારૂં, મતી એહવી માગે બાળ તમારો ધન્ય૦ ૩
પરદુઃખ ભંજન પર ઉપગારી, એહવાં જનોને જરૂર સંભાળો ધન્ય૦ ૪
અરજ કરે રણુછોડ સુત ભોગી, ભાવથી માજી આજે સ્વીકારો ધન્ય૦ ૫

---

## ( ધન્યાશ્રી )

સીંહ ઉપર અસવાર, માતાજી છે સીંહ ઉપર અસવાર
શુક્રવારે મેળો ભરાએ નમવા આવે નર નાર માતાજી છે૦ ૧
હાંડીને તકતા મંદિર માંહી, શોભે અપરમપાર માતાજી છે૦ ૨
નમે જન સઘળા નેહથી આવી જાણી જગદાધાર. માતાજી છે૦ ૩
વધામણાં બાધા વાળાઓ લાવે, કંઇ શ્રીફળ કંઇ થાળ. માતાજી છે૦ ૪
દરશન કરી ભોગી બાગમાં બેસે, હોય જ્યારે રવિવાર માતાજી છે૦ ૫

---

## ( આશા ગોડી )

સુખ સહુ જનને આપો, માતાજી સુખ સહુ જનને આપો
કષ્ટ કૃપાવંત કાપો, માતાજી સુખ સહુ જનને આપો
સત્ય શિયળ સાચવવા સ્નેહે, મતી નિર્મળ મા આપો માતાજી૦ ૧
નિંધા નકામી ન થાય કદાપી, ન થાય બુરોરે બળાપો માતાજી૦ ૨
દુખ દુર કરી મા સુખીઆ કરજ્યો, પુરણુ હરજ્યો પાપો માતાજી૦ ૩
રણુછોડ સુત કહે કરજોડી, મનવાંચ્છિત ફળ આપો માતાજી૦ ૪

## ( આઢ. )

દીસો દેવી દયાળુ, આપ કૃપાળુ કૃપા કરો આ વાર.
માતા સંકટ હરજ્યો, સુખીઆ કરજ્યો નિત્ય નમે નરનાર.
અમદાવાદમાં મહેર છે, આપની અપરમપાર,
કંઈ શ્રીફળ લાવે સુખે, કંઇ લાવે મીઠાઇના થાળ.
માનુ દૈવત ધારી નરને નારી ભરાય ભારી. કૃપા કરો૦ ૧
વિશાળ મેદાનમાં વસ્યાં, ન્યાય મંદિરની પાસ;
મનવાંચ્છિત ફળ આપજ્યો માતા સૌની પુરી આશ.
સિંહ ઉપર સ્વારી, ત્રિશુળ ધારી દયા વધારી. કૃપા કરો૦ ૨
વકીલ બેરીસ્ટર ત્યાં વસે, વસે શેઠ શાહુકાર;
ભંડારો તેઓના ભરો જે લે ગરીબની સંભાળ.
ન્યાય મનમાં ધારે, રંકને ઠારે ચઢીને વારે. કૃપા કરો૦ ૩
સોસાઇટી શુભ ત્યાં કને કરે શુભ સરવે કામ,
પુન્યશાળીના બંગલા જેનાં જગમાં રહેજો નામ.
બાગ સુંદીર શોભે છોડ ત્યાં રોપે મન તો થોભે. કૃપા કરો૦ ૪
વીધ વીધની છે વેલડી. વીધવીધ ફુલના રંગ,
શોખીલા જન ત્યાં ઘણા, આવી ધારે ઉર ઉમંગ.
ધન્ય ધન્ય દેવી દયાળી મા ભદ્રકાળી સૌને સંભાળી. કૃપા કરો૦ ૫

---

## ( સવૈયા. )

સંપ વધારે કુસંપ તજી અરપો સહુને મા એજ મતી
ધન્ય માલ રહે ધરણીપર ઢાંક્યાં સંગ ન આવે એક રતી.
છતાં જાણુ બની જે અજાણુ રહે એથી કોણ બીજો મુઢમતી
સજ્જન તો ગુણી શોધે સદા, કહે ભોગી વધારે શું એથી કથી

## ( છંદ મનહર. )

જય ભદ્રકાળી માત, જોડુ હું તો બંને હાથ.
આપના પ્રતાપે મારે, પુરે પુરી લહેર છે.
જ્યારે પડે દુખ ત્યારે, કર્મે કરી પડ્યું અને.
સુખ મળે ત્યારે જાણું માતાજીની મહેર છે.
આપની કૃપાને કથી શકે નહીં કોઇ કવી.
કૃપા જોતાં જોઉં તારી દયા ઘેરે ઘેર છે.
પ્રપંચીની પાસે નહીં દયા તારી ભોગી કહે
કરે શુભ કાર્યો તેમાં માતા તારી મહેર છે.

## ( દોહરા )

હરઘડી કહુ હું આપને, સાંભળજ્યો નરનાર;
મનુષ્યાદેહ દુર્લભ ઘણો, મળવો વારમવાર.
મળવો વારમવાર, કામ સદા શુભ કરજ્યો;
કહે છે ભોગીલાલ, કષ્ટ પરાયાં હરજ્યો.
કષ્ટ પરાયાં કાપતાં, રાજી સદા રહે માત;
જન્મ મરણ ફેરો ટળે, દેવતા પકડે હાથ.
દેવતા પકડે હાથ, નાથ જગનો બતલાવે.
ભોગીનો **ભગવાન** કર ત્યાં પોતે રહાવે.

---

## ( પ્રભાતીયું )

મોહ મમત તજી માતને લ્યો ભજી;
એક દી આંખ મીચાઇ જાશે—મોહ૰ ૧
વીર્ય વિવેકથી સજ્જનો સાચવો;
કાર્ય શુભ ધારેલાં સ્હેજ થાશે—મોહ૰ ૨

## ( સાતવાર રાગ આવો હરી શીવશંકર ભોળા )

**રવિ**વારે ધ્યાન માનું ધરીએ, સજી શણગાર શિયળ ફરીએ;
સંપ અમે સહુ સાથે કરીએ. ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૧
**સોમે** માતા શુભ મતી આપો, ટાળીને ત્રીવીધિ તાપો;
માતા અમને મનવાંચ્છિત આપો. ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૨
**મંગળે** મહેર કરો માડી, ગાતાં ગરબે સહુ લઈએ તાળી;
મહાકાળીને હું તો નમું દહાડી. ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૩
**બુધ**વારે બુદ્ધી દીઓ સારી, નમે સર્વે આવી નરનારી;
માતાજી છો મંગળ તો કારી. ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૪
**ગુરૂ**વારે ગુણ માના ગઈએ, શીખામણ સરવેને દઈએ;
શુભ કરી શુભ રસ્તે જઈએ ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૫
**શુક**રવારે શરણે મા રાખો, દર્શન દેઈ દુખડાંને કાપો;
મતી અમને નિર્મળ મા આપો. ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૬
**શની**વારે સ્નેહે કહું માડી, સંભાળો તમ સેવકની વાડી;
દયાળુ છો ના મુકો કહાડી. ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૭
**શોમ**વારે ગુણ માના ગાશે, ભલું બધા ભાઈઓનું થાશે;
**કહે** ભોગી સુખીઓ તે થાશે. ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૮
સાતેવાર મહોડે જે કરશે, નાણું વળી નીતીથી રળશે;
વઈતરણીમાં તે સુખે તરશે. ભાગો ભય ભાવે ભદ્રકાળી. ૯

---

## ( છંદ લલીત. )

સુ સંગથી સદા સુખતો મળે, કુ સંગથી સદા ધીક્કાર છે ખરે;
સુ સંગથી સદા દુખ જાય છે, કુ સંગથી સદા સુખ જાય છે;
સુ સંગથી સદા શુભ લહેર છે, કુ સંગથી સદા જરૂર ઝેર છે;
સુ સંગથી સદા સર્વે ન્હાય છે, કુ સંગથી પ્રભુ દુર થાય છે.

## ( દાદરા ભૈરવી. )

(જાઇ જુહીમે કન્હેયા બસે, ગુલાલોમેં રાધા પ્યારી બસે.) એ રાગ
ભદ્રકાળી મા દુખ સહુ ટાળો તમે, નમીએ નિત્ય જાણી દયાળુ અમે
આપ પ્રતાપે આનંદ અહર્નિશ,એથી વધારો તો માત તમે ભદ્રકાળી૦ ૧
શરણે શેવક આવ્યા માજી, કૃપા કરો આ શુભ સમે ભદ્રકાળી૦ ૨
નરનારી નીત્ય નમવા આવે, સુખી કરો એ સહુને તમે ભદ્રકાળી૦ ૩
કહે ભોગી કરજોડી માતા, સંસાર સાગર તારો તમે ભદ્રકાળી૦ ૪

---

## ( રાગણી ભૈરવી ગઝલ. )

ભજો ભદ્રકાળીને ભાવે, દરીદર દુર હો જાવે
પગે લાગો ધરીને પ્રેમ, પછી માગો જે મન ભાવે. ભજો૦ ૧
દયાળુ દેવ દુખ હરશે, સુખી કરશે સદા તમને
જોઇ જન શહેરની શોભા, ઘણા દર્શને ત્યાં આવે. ભજો૦ ૨
રવિવારે ન રહે ખામી, રહે સઘળા મા શીરનામી
ભોગીલાલ ભદ્રકાળીના, ગુણો હરનીશ તો ગાવે. ભજો૦ ૩

---

## ( ઠુમરી )

દયાળુ માતા દયા કરો આ વાર.
શરણે આવી શીશ નમાવે, સમજુ નરને નાર. દયાળુ માતા૦ ૧
આપ વિના કોણ ઉગારે માતા, આપ તણો આધાર. દયાળુ માતા૦ ૨
શત્રુ સંહારો ભક્તોના માજી, નડે છે અપરમપાર. દયાળુ માતા૦
ભીડભંજન તમે દયાળુ દેવી, નમીએ વારમવાર. દયાળુ "
શુભ કામોમાં સ્હાય કરો મા, સુધરે આ સંસાર.
ભોગીલાલ કહે કર જોડી, એક તારો "

( ગરબો. )

માટી કાચી કેરો કુંભ છે ભોગી કાયને રે,
તેને ફુટી જાતાં લાગે નહીં પલવાર.
એમ વિચારી સજ્જન સુકૃત કરવાં આચરો રે,
મુકી તારૂં મારૂં ખોટું અભીમાન,
ધ્યાન માતાજીનું ધરતાં સૌ સુખ થાય છે રે, (ટેક)
પરપોટો પાણી તણો, પીંપર પરનું પાન,
દીપક પાસે પતંગીયું, ત્રણ ઘડીનું તાન,
એહવું સમજી જેઓ ધર્મે નીતીન ન્હાય;
તેનો માતાજી કરી મહેર સદા કર સ્હાય છે રે. ધ્યાન માતાજીનું૦ ૧
ચોમાસાની વીજળી, પાંણી કેરાં પુર,
સાગર કાંઠે છોડુવાં, ન મળે ઉંડાં મુળ,
એહવો સમજીને આ મનુષ્ય તણો અવતાર;
બાઇ સમજુ જન તો ગુણ માતાના ગાય છે રે. ધ્યાન માતાજીનું૦ ૨
પાંખ વિનાની માંખ તે, ગળપણુ કાજ ફસાય
કાઠીમાંના ડોળનો કાઠીમાં જીવ જાય,
કોઇનો કાળ કને કંઇ ચાલે નહીં ઉપાય;
કીડા કાલેરા વિગેરેમાં કંઇ મરી જાય છે રે. ધ્યાન માતાજીનું૦ ૩
કાગળ કેરાં પુતળાં, કાચ તણાંજ કમાડ,
ઘાસ તણો ઘોડો બને, જન સહુ એહ સમાન,
સમજી ભક્ત જનો તો ભક્તિમાં ગુંથાય;
પાપી પાપ કરમથી પાછળ બહુ પસ્તાય છે રે. ધ્યાન માતાજીનું૦ ૪
[illegible]કત બને જે હાથથી, જે મુખે જય બોલાય,
[illegible]ત ભોગી ભણે, જન તે વૈકુંઠ જાય,
[illegible] ગુણ માતાના ગાય;
[illegible] દુર થાય છે રે. ધ્યાન માતાજીનું૦ ૫